# સતી ચંદનમા તથા વિક્રમશીનો એક રસીલી વાર્તા.

રચી તથા છપાવી પ્રસીધ્ધ કરનાર.

વશનજી ભવાનજી તથા વીક્રમશી જેઠા

તથા

પ્રેમજી કેશવજી.

એરાસ્ત્રાયન પ્રિંન્ટીંગ પ્રેસમાં છપાવી છે.

સવંત ૧૯૪૩ સને ૧૮૮૭.



કીંમત ૪ આના.

# સતો ચંદનબા તથા વિક્રમશીનો એક રસીલી વાર્તા.

રચી તથા છપાવી પ્રસીધ્ધ કરનાર.

વશનજી ભવાનજી તથા વીક્રમશી જેઠા

તથા

પ્રેમજી કેશવજી.

ઓરાઝીયન પ્રિંન્ટીંગ પ્રેસમાં છપાવી છે.

સવંત ૧૯૪૩ સને ૧૮૮૭.



કીંમત ૪ આના.

૨૯૪૭

# સતી ચંદ્રનખા તથા વિક્રમશેનની વાર્તા.

ભરત ક્ષેત્રમાં અસલ મધ્ય આંવંતીના મે નગરી હતી તે નગરી ઘણીજ શોભાયમાન હતી. ત્યા અમર સુંદરનાં મે રાજા રાજ્ય કરતો હતો અને તેની રાણીનું નામ કુરણા હતું. તે રાજાને પેટે સંતાન નહી હોવાથી તે ઘણુાજ દેવ દેવીઓની માનતા કરતો હતો એક વખત દૈવજોગને કરણા રાણીને ગર્ભ રહયો ને નવમાસ પુરણ થયેથી તેને ૧ ખુબસુરત ને ચતુર પુત્રનું જન્મ થયું તે પુત્રનું નામ વીક્રમસેન પાડયું હતું ને પુત્ર ૧૨ વરસની ઉમરનો થયો ત્યાં તે ભણી ગણીને હુશીઆર થયો હવે. એક દહાડો અમરસુંદર રાજા સભામાં બેઠો છે ત્યાં તેના સેવકો હાથ જોડી ઉભા રહયાં છે ત્યાં એક સ્રી ર્ પ વીને અર્જ કરે છે ને ગાય છે.

અલી,સે તું યાદ કર અલા કેહે હરદમ. રાગ.

વિનતી કરૂ, વિનતીકરૂ; વિનતી સુણો રાજ.
લડવાને આવ્યો છે પ્રધાન :,, સીહોદર-ા આજ
ઘુમે પાડે બીહાડી મારે: ,, થાઓ જલદી તૈઆર.
લસ્કર એનું બહુ છે મોટું : ,, ચેતાવુ આવાર
વાસ્તે રાજા તુમે જલદી :,, થાવોને તૈઆર.
હુકમ કરો લસ્કરને :,, લડવાને આવાર.

રાજા—સીપાઇનું જલદી જાહું હમણાં લસ્કર તૈઆર કરીને આવું છું.

સીપાઇ—વારૂ સાહેબ વેહલા પધારજો. એમ કહીને સીપાઈ ગયો.

રાજા —પ્રધાન તું આપણું લસ્કર તૈયાર કરીને જાહુ હમણા મહેલમાં જઇને આવું છુ.

પ્રધાન—વારૂ સાહેબ ! !

હવે રાજા મેહલમાં ગયા ત્યાં કુશ્ણા રાણી બેઠી છે આગલદાસીઓ પવન કરી રહી છે એટલામાં અમર સુંદર રાજા મહેલમાં ગયા ત્યારે રાણી કુશ્ણા ઉભી થાએછે

અમર સુંદર—પ્રીયા આપણા કિલ્લા પર એકા એક લશ્કર ચઢી આવ્યું છે માટે હું જાઉ છું.

કૃસ્ણા—. રડીને. અરેરે પ્રાણનાથ આ તે સું થયું અને હવે સું થસે.

અમર સુંદર—પ્રીયા તું સોક સા માટે કરે છે જરા. ધીરજ ધરીને ઇશ્વર ઉપર ભરોસો રાખ. કે તે આપણને સહાય કરસે.

કુશ્ણા— અરે રે પ્રાણનાથ, આનગરીનુ ગમે તેમ થાઓ પણ હું તો તમને નહી જવા દઉ.

અમર સુંદર—પ્રીયા તું તો છેક ઘેલી છે.

કૃશ્ણા—અરેરે પ્રાણનાથ મારૂં જમણું અંગ ફરકે છે

અમર—પ્રીયા તું તો છેક વહેમીલી છે

કુશ્ણા—પ્રાણનાથ વહેમ નથી પણ ખરૂ છે.

અમર સુંદર—પ્રીયા તું મને જલદી રજા આપ.

કુશ્ણા—પાછા વેહલા અપાજો.

અમર સુંદર—ઠીક

હવે અમર સુંદર રાજા ગામ બહાર લડાઇ કરવા શારૂં પોતાના હાથી ઉપર બેસીને તે ગાંમ બહાર ગયા ત્યાં તો

સીહોદરનું લસ્કર આઝું દીઠું તે જોઇને વિચાર કરવા લાગ્યો કે આનું લશ્કર ઘણુંજ છે, પણ ઠીક, આખર પણ હું લડયા વીના કેમ જાઊં એવો વીચાર કરી હીમત ધરીને લડયો તેમાં સીહોદરનો પ્રધાન મુાયો ગયો-ને તેનું લશ્કર પણ વીખરાઇ ગયું એ સમાચાર રાજા સીહોદરે સાંભળ્યાં તેથી તે પોતે લસ્કરલઇને આવ્યો ને કેહેવા લાગ્યો કે એ દુસ્ટ તું રંક જેવા પ્રધાનને મારીને સુહરખાય છે અરે દુસ્ટ તને કંઇ પણ સરમ નથી આવતી.

અમર—ખાત્રી મુને થઇ ચુકી તું આવ્યો પ્રધાનનીવાર ાા
આવ્યો તો તું ભલે આવ્યો પણ જો જે મારૂ બાણ
સીહોદર—બાણ તોમેં બહુ જોયાછે સીહોદર મારૂનામ
સુરવીર બચ્ચાની ખબર પડસે તને આરામ
અમર સુંદર—જાણ્યાવીનાં બકબકાત નહીકર રાજા
તું હમણાંજ તારૂ જોર સઘળું કાઢી નાખીસહુ
સીહોદર—એક બીજાનાં જોરની ખબર પડસે આ
વાર લડવું હોય તારે તો થા હવે તૈઆર.

અમર સુંદર—સાંભળ ઓ દુષ્ટ સીહોદરનાં કર ગવૈ-
લગાર ગર્વ તારો ઉતારસે મારી આ તરવાર.
સીહોદર—એવી હિમત રાખે છે તો જો તુંમારૂ જોર
એક પલમાં પહોચાડું જ્યાં છે નર્કમાં ઘોર.
અમર સુંદર—વેંદલ સરખો બકીર હો છે મહોડેથી
સું બોલ કરધા સર્વ દેખતા ઉતારૂ તારો તોલ.
સીહોદર—ઓ મુરખ સુબકી રહ્યો છે સે હવે સં-
ભાલ હમણાં મોકલુંજ્યચ પુરી માને આણું સૈનો કાલ.

એવી રીતે પરસ્પર બોલીને લડાઇ સરૂ કીધી તેમાં પરસ્પર જુધ્ધ થયું તેમાં અમર સુંદર રાજા મરણ પામ્યો પણ અમર સુંદરનો પ્રધાન ઘણોજ ચતુર હતો તે કુરણા રાણી પાસે જઇને કહેવા લાગ્યો કે માંતાજી અમર સુંદર તો મરણ પામ્યા કુરણા ગભરાઇને કહે હાય, હાય, પ્રાણનાથ મરણ પામ્યાં. એમ કહી મુર્છા ખાઇને તે જમીન ઉપર પડી તેની દાશીઓ એ તેને પવન કરી બેઠી કીધી કુરણા જ્યારે સુંધીમાં આવી ત્યારે તે કહે અરર પ્રાણનાથ તો મરણ પામ્યાં હવે મારી શીવલે થસે એમ કહી રડીને ગાયન કરે છે.

અરર હાયરે પ્રાણ જાયરે઼ા
પતી વીજોગથી દુઃખી થાયરે.
અરર આપતો છો જીમારા પ્રાણ઼ા
તુંમ વીજોગથી દુઃખી છઉં હેરાણ.
અરર માંહરૂં આપમાંછે ધ્યાન઼ા
તુમ વીજોગથી જાય મારા પ્રાણ?
અરર નાથરે સું હવે થસે઼ા
આજ નમારો તેસી રીતે જશે.
અરર તમને કંઈ ન આવી દયા઼ા
મુજને છોડી આપ કયાં ગયા.
અરર નાથરે શું હવે કરૂ઼ા
પતી વીજોગથી ઝુરી હું મરૂ.

એમ વીલાપ કરી રહ્યાં પછી પ્રધાન કહે માતાજી રડ- વાથી હવે શું થવાનુંછે પણ માતાજી દુષ્ટ સીહાદર આવસે તો તમને તથા વીક્રમમને મારી નાંખસે વાસ્તે તમે આહીંથી જલદી જતા રહો કૂરણા કહેથીક ભાઈ કૂરણા (વીક્રમસેનને કહે) ભાઈ તું જલદી તૈઆરથા આ પણે આ નગરી છોડીનાસી જઈએ વીક્રમસેન કહે વારૂમા

જોવા આપણાં કીસમત" હવે કૂસણા એસોાથીછાંનાં ચાર રત્ન લઇને વીક્રમસેનને લઇને ચાલતી થઇ ત્યાં જંગલમાં? ઝાડની એવી સામે ખાવા સારૂ બે જણા બેઠાં ત્યાં કૂસણા રડીને ગાયન કરેછે, રાગ રામગ્રી.

કુંવરછે મારો લાડકોાા કેમ થાસે આવાર.
આવા રનવગડા માહીાા કેમ ચલાપે આહાર કુવર૦
ભાત ભાતનાં ભોજન કરેાા હીંચતોહીંદો લાખાત.
તેનાથી આવા વનમાંહીાા કેમ ચલાસે અ.વાટ. કુંવ૦
સેઠ સેઠ કહીનો બોલાવતા ાા દાસદાસીનો નહી પાર.
ત તો આવા વ ા માંહી ાા કેમસેવે દુખ અપાર કુ૦
ઇવરનો એક આશરો.ાા રાખુ મન ા ઝાર.
હમારી ઉપર કૂપા કરીાા આણુશે દુખનોપાર કુ૦.

એમ વીલાપ કરીને તે બેઉજણા ચાલવામા ડયાં ગાલતે ચાલતે એક મોટા રનમાંની કરી ગયાંથો ડે રસ્તે આવ્યાં ત્યાં વીક્રમસેનને પાણીની તરસ લાગી તેથી તે તેની માને કહેવા લાગ્યા.

રાગ લાવણી.

વિક્રમ—માતાજી તુમે સુણો વાત. કહું કર જોડી.

લાગી છે પાણીની તરસ. સુનોવાત મોરી.
તે લાવી આપો જલદી, મુને આવારે.
મારે ગલે પડેછે સોસ, જસે મુંજ પ્રાણે;
પાણી તો હમણાં જરૂર જોઇએ, મુજ માતા;
પાણી પીધેથી સરીરે વળે, મુજ સાતા;

કૃસ્ણા—હવે પુત્ર બસેજ આંહી હમણા અને વું છું.
તું ધીરજ રાખ તુજ મન, પાણી લાવું છું.

એમ કરીને મા પાણી લેવા ગઇ, ને પ વાડે એક કઉતક થયું હવે વીક્રમસેનને થાકલા ગવાથી તે ૧ ઝાડની ચેસુ તો તો તે ઉંઘી ગયો ત્યાં? માટો સર્પ આવ્યોતે વીક્રમસેનને દંખમાર્યો તેથી તે મરણ પામ્યો હવે થોડીક વાર પછી તેની મા પાણી લઈ આવી. ને વીક્રમસેનને કહેવા લાગી કે હે પુત્રઉઠલે પાણી પી પણ વીક્રમસેનને જવાબન દીધો તેથી તેણે તપાસીને જોયું તો વીક્રમસેને કે સર્પનાં દંખથી મરણ પામેલો જણાયો તેથી તે મુર્છા ખાઈ જમીનપર પડી પણ થોડીવારે સુધીમાં આવી ત્યારે તેરડીને ગાયન કરેછે. રાગ:॥

રાગ : ॥ સીતાનાં મહીનાનો : ॥

ઇશ્વર આસું કીધા કોપ:।। દયાંદીલ આણીએ;
આવા ગરીબસેવક:।। આજ:।। જરા દુખ તારીએ.
ઇશ્વર તુમ શરણો મુજ માથે ગાજે ગુણુનીલો;
આવા ગરીબ સેવકની અર્જ:।। તુમે જરા સાંભલો.
આવા ભયંકર જંગલમાં આજ:।। હવેદુખી શું કરો;
મુજ દુ:ખનો લાવોપાર।। અરજ દીલમાં ધરો.
એમ રૂદન કરેછે માત. જુવે વીક્રમસેનને;
નજરે પડી વીંટી એક, વીક્રમસેનની આંગળીએ.

તેવીંટી લઇનેમાં એક પાશે ગામ હતું ત્યાં વીકમસેનને
અગ્ની દાહદેવા વાસ્તે અગ્ની શામાન લેવા ગઇ ને પછવા
થી એક કૌતક થયું કે જ્યાં વીક્રમસેનનું મુરદુ પડેલું હતું
ત્યાં થઇને શીવ અને પારવતી જતા હતા. તે વીક્રમ-
નનું મુરદું જોઈ પારવતી શીવને કેહેવા લાગી કે
આ મુરડાને જીવતુ કરો ત્યારે શીવજી કહે આ વાતો મુરડા
થ્વીપર ઘણાં રઝાળતા હશે તે બધાને ક્યાં જીવતા
રૂં. ત્યારે પારવતી કહે તે બધાને નહીં પણ આનેતો
જીવતો કરો. ત્યારે શીવજીએ અમી છાંટયું. એટલે વીક્
રશેન જીવતો થયો એટલે તેની આંખો ઉઘરી ગઇ

અને બેઠો થયો અને મનમાં વીચાર કરે છે કે હજી શુધી મારી મા પાણી લઇને કેમ ન આવી એમ વીચાર કરીને ચો તરફ જોવા લાગ્યો એટલે તેની માને આવતી દીઠી તે પાણીને બદલે તેની માનાં હાથમાં અગ્નીદાહનો શામાન જોઇને અચરજ પામ્યો. તેની માં પણ વીક્રમશેનને બેઠેલો જોઇને અચરજ પામી. જ્યારે તેની મા પાસે આવી ત્યારે વીક્રમશેન તેની માને પુછવા લાગ્યો કે પાણી કયાંછે, ને તું આ લાકડા શાવારતે લાવી, ત્યારે મા કહે તું તો સર્પ નાં દંખથી મરણ પામેલો હતો ને સજીવંત કેમ થયો? વીક્રમશેન કહે મા તને તો શ્વપનું આવ્યું હશે. હું તો ઉંધી ગયો હતો. મા કહે નાં રેહનાં સ્વપનું તે ક્યાંથી આવશે તું તો ખરે ખરો મરી ગયો હતો અને તને કોઇએ જીવતો કર્યો હશે. ત્યારે વીક્રમશેન કહે, હા હા, જ્યારે હું બેઠો થયો ત્યારે મારી પાસે એક જોગીને એક જોગણ બેઠાં હતા નેહું આડશઅરડીને બેઠો થયો, ત્યારે એક વેમાનમાં બેસીને તે જતા રહ્યા મા કહે. બચ્ચા, એ જોગી જોગણ નહી હોય. પણ શીવને પારવતી હશે તે

વીના બીજા કોઇથી તને જીવતો કરી શકાય નહી, ને હવે ચાલ આપણે આ પાસે એક ગામડુ છે ત્યાં ધર્મશાળા છે તેમાં આજ રાતરે શુઇ રહેશુ ને કાલ સવારે મલસક માં ઉઠીને કોઇ મોટા શેહેરમાં જઇશુ. વીક્રમશેન કહે હા એમ કહી ને તે બેઉ જણા તે ગામ પાશે ગયાં ને તે ધરમશાળામાં રાતરે શુઇ રહયા. ત્યાં વીક્રમશેને સ્વપનું આવ્યું કે અહીથી ઉતર દીશા એ ચાર ગાઉને છેટે એક કુવો છે તેમાં એક ગામ છે તેમાં એક ચંદ્રશેન નામે મીઠાઇવાલો રહેછે, તેને એક ચંદ્રનખા નામે મહા રૂપાલી છોકરી છે તે ઉપર તે મોહીત થઇ ગયો એવું સ્વપનું આવ્યું ત્યાં તે જાગી ઉઠયો ને પાછો સુઇ રહ્યો, ને સવારમા ઉઠીને માને કેહવા લાગ્યો કે મા, મારૂ લગ્ન ચંદ્રનખા સાથે કર. મા કહે ચંદ્રનખા કોણ છે વીક્રમશેન કહે તે એક મીઠાઇ વાલાની છોકરી છે. મા કહે, તે મીઠાઇવાલો કયાં છે વીક્રમશેન કહે અહીથી ઉતર દીશામાં ચાર ગાઉને છેટે એક કુવો છે તે કુવામા એક ગામ છે ને ત્યાં તે મીઠાઇવાલો રહેછે, મા કહે. પુત્ર તને તો સ્વપનુ આવ્યુ

હશે, એ વાત કંઇ ખરી હોય? વીક્રમશેન કહે મા મને સ્વપનુ નથી આવ્યું, એ વાત ખરી છે. ત્યારે મા કહે ચાલો. પછી એ પ્રણ જણા તે કુવા પાસે ગયા ને તે કુવામાં ઉતરયાં ને તે છેક અંદર ચાલયાં ગયા ને ઉપના સ્વપનાની વાત મલતી આવી ત્યારે એક ગામ આવ્યું તેમાં તે ગયા ને એક લાલશીંગ નામે વેપારીને ઘેરે તે ઉતરયા ત્યાં તે થોડા દાવસ રહયાં. પછી તેઓએ તે લાલશીંગને પુછયું કે અહીં કોઇ ચંદ્રશેન નામે કંદોઇ રહેછે ત્યારે લાલશીગ કહે હા તમારે તેનું શું કામ છે! ત્યારે કૃષ્ણા કહે, તેની છોકરી સાથે મારા પુત્રનું લગ્ન કરવું છે માટે તેનુ ઘેર દેખાડો, ત્યારે લાલશીગ કહે ચાલો એમ કહીને તે ત્રણે જણા મીઠાઇવાલાને ઘેરે ગયાં ને તેને કહયું કે તારી છોકરીનાં લગ્ન (વીક્રમશેનને બતલાવીને) આ છોકરા સાથે કરંશ ! ત્યારે મીઠાઇવાલો કહે, જે આ મારો કુવો શોના મોરથી ભરશે તેની સાથે મારી છોકરીના લગ્ન કરીશ. ત્યારે કૃષ્ણા કહે તારી છોકરી ક્યાં છે? ત્યારે મીઠાઇવાલો કહે આ રહી, એમ કહી

ને તે પોનાની છોકરીને બહાર લાવ્યો. તેનું રૂપ જોઇને ત્રણે જણા મુર્છાગત થયા, પછી થોડી વારમાં શુધીમાં આવ્યા અને તે મીઠાઇવાલાને કેહવા લાગ્યાં કે જોજે હવે ફરતો નહી, ત્યારે મીઠાઇવાલો કહે હો, નહી ફરૂં. પછી તે ત્રણે જણા પોતાને ઘેર ગયા. હવે પેલો લાલશીંગ કૃશણાને પુછવા લાગ્યો કે કેમ ભાઇ તમારામાં તે કુવો ભરવાની શકિત છે? ત્યારે કૃસણા કહે મારી પાસે એક રતન શીવાય બીજું કંઇ નથી, તેમાંથી જો ભરાય તો ભરો લાલશીંગ કહે જોઉં રતન કયાં છે કૃસણા કહે આ રહયું એમ કહીને તેણે લાલશીંગને એક રત્ન આપ્યું, તે લેઇને લાલશીંગ દરબારમાં ગયો ને પેલુ રત્ન રાજાને આપ્યું તે જોઇને રાજાએ શીપાઇને હુકમ કીધો કે જા, આપણા ઝવેરીને તેડી લાવ શીપાઇ કહે વારૂ જેવી આપણી આગ્ના એમ કહી ને તે ઝવેરીને ઘેરે ગયો ને ઝવેરીને કહયું કે તમો ને રાજા સાહેબ બોલાવે છે. ઝવેરી કહે આવું છુ શીપાઇ કહે જલદી ચાલો ઝવેરી કહે ચાલો એમ કહીને ઝવેરી શીપાઇની સાથે દરબારમાં ગયો. ત્યાં રાજાએ

તેને પેલું રત્ન દેખાડ્યું. ને પુછ્યું કે તેની કીંમત શું ઝવેરીએ તે રત્ન જોઇને વીચાર કરયો કે, આ રત્ન તો બહુજ અમુલ્ય છે માટે તેની કીમત મારાથી થઇ શકશે નહી તેથી તેણે રાજાને કહ્યું કે એ રત્ન ઘણુંજ અમુલ્ય છે. માટે તેની કીમત કોઇ કહી શકશે નહી ને તે રત્ન પોતાની મેલે પોતાની કીમત કરશે. ત્યારે રાજા કહે પોતાની મેળે કીમત શી રીતે કરશે? ત્યારે ઝવેરીએ કહ્યું કે એ રત્નને આ કચેરીની વચોવચ મુકો ને જ્યાંશુધી તે રત્ન ઘંકાઇ જાય ત્યાં શુધી તેનાપર શોનામોર નાખ્યા કરો ત્યારે રાજાએ તેમ કીધું ને જ્યારે રાંજાનો સઘલો ખજાનો. ખાલી થઇ ગયો ત્યારે તે રત્ન પોતાની મેળે ઘંકાઇ ગયું ત્યારે ઝવેરીએ રાજાને કહ્યું કે બસ કરો એની કીંમત થઇ ચુકી ત્યારે રાજાએ શીપાઇને કહ્યું કે હવે બશકરો ને રાજાએ તે રત્ન વેચાતું લઈ લીધું. અને લાલશંગે વીક્રમશેન ને પુછ્યું, કે આ શોનામોરનુ શું કરવું છે. ત્યારે વીક્રમશેને કહ્યું કે એ શોનામોર મીઠાઇવાલાનાં કુવામાં નાંખો ત્યારે લાલશંગે તે શોનામોરના ગાડાંભરીને કુવામાં

નાખવા માંડી ને, આખો કુવો ભરાતાં બીજાં દશ ગાડાં વધ્યાં. ત્યારે વીક્રમશેને લાલશીંગને કહ્યું કે એ ગાડા તમારે ઘેર લઇ જાઓ. ત્યારે તે લાલશીંગે દશ ગાડાં પોતાને ઘેરે મોકલાવી દીધાં, અને પેલા ચંદ્રશેન મીઠાઇ વાલાને કહે કે તારી છોકરીના લગ્ન આ વીક્રમશેન નીશાથેકર ત્યારે મીઠાઇવાલો કહે કે આમારો કુવો ભરો ત્યારે લાલશીંગે કહ્યું કે કુવો તો ભર્યો છે. ત્યારે મીઠાઇ વાલો કહે કયાં ? એમ કહી ને તે કુવાપાસે ગયો તો કુવો શોનામોરથી ભરેલો દીઠો. તેથી તેણે પોતાની છોકરી ચંદ્રનખાનાં લગ્ન વીક્રમશેન શાથે ઘણી ધામધુમથી કીધાં હવે તેનાં લગ્નને થોડા દીવશ થયા તેટલામાં વીક્રમશેનની માતા તામસુરના રોગથી મરણ પામી. તેથી વીક્રમશેન ઘણો દીલગીરથઇ ને નીચે નુંગાયન કરેછે. હાય પરંછુ હું વીખુતે પ્રાપ્ત શંજોગથી તારા એ રાગ.

માતાશું દગોમુજ દઇગયા, મુજને એકલો છોડીને;
પીતા વીખુતે હું પડયો, હવે શું કરંરઇને. માતા૦
ઇશ્વરઆ શું મુજપર કોપ કર્યો, રાજપાત ગયું,
કરં માતા૦

દશા મારી અવરી બેઠી, પ્રીયા હવે શું કરૂં;
એક માહતીને મરીગઈ, હવે શુખ કોણનુ રહ્યું. મા૦ ૧૦
આગામમાં તો ઉદાશ થયા, પ્રીયા ચાલો બીજેગામ;
એવું ગામ સોધી કાઢીએ, જ્યાં હોય કમાવાનું ઠામ. મા૦

એરીતે ગાયન કરીને વીક્રમશેન ચંદ્રનખાને કહેવા લાગ્યો કે હવે આપણે અંહીં રહીને શું કરવુ છે? માટે ચાલ આપણે બીજે કોઇગામ જઇ એ. એમ કહીને તે બેઉ જણા બીજે ગામજવા સારૂ નીકળ્યા દશક ગાઉ ચાલ્યા, ત્યાં એકગામ આવ્યું. તે ગામની ધર્મશાળામાં તે બેઉજણ ઉતર્યા. હવે ચંદ્રનખા એ વીક્રમશેન ને કહ્યું કે રસોઇ કરવા સારૂં સિધો શામાન અને એક ટોપી ભરાય તેટલુ હીર ઝીનવાસ, તથા એકગજ અતલશ લઇ આવો. ત્યારે વીક્રમશેને બધું ઉપર કહ્યાં પ્રમાણે લાવી આપ્યું. ચંદ્રનખા એ રસોઇ કરી, ને તે બેઉજણા જમ્યા. રાતપડી ત્યારે વીક્રમશેન ઉંઘી ગયો. પછી ચંદ્રનખા એ ટોપી ભરવામાંડી તે રાતમાં ને રાતમાં ભરી. સવારપડી ત્યારે ચંદ્રનખા એ વીક્રમશેનને કહ્યું કે આ ટોપીની જે કોઈ ૫૦ સોના મોર આપે. તેને આપજો તે૫૦ થી ઓછી શોના મોર

સેશોમાં પણ રાજા, પ્રધાન, અને શોની, એ ત્રણેજણા ૫૦ ને બદલે ૬૦ શોના મોર આપે તો પણ તેની પાંસ વેંચશોમાં. કારણ કે કદાચ તમ ને રાજા પુછે કે આ ટોપી કોણે ભરી, ત્યારે તમે કહો કે એ મારી બૈડી એ ભરી, તેથી તે આપણ ને કાંઈક પણ હરકત કરે, માટે તેની પાંશે વેંચવી નહીં, ને પ્રધાનનું પણ એમજ. ને શોની પાંશે નહીં વેંચવી, તેનું કારણ શું કે તે લોકો ઘણાજ લુચ્ચા અને દગાખોર હોય છે. માટે એત્રણ પાંશે વેંચવી નહી. એ શીવાય બીજા બધા પાંશે વેંચવી, વીક્રમશેન કહે ઠીક. એમ કહીને તે ટોપી લઇને ગામમાં જ્યાં ઘણા લોકોની આવજા હતી, ત્યાંજઇને ઉભો. ઘણા લોકોએ વીક્રમશેનને પુછ્યું કે આની કીમત શું, ત્યારે વીક્રમશેને કહ્યું કે ૫૦ શોનામોર બધા લોકો કહે આ ટોપીમાં બે શોનામોરની કીમત છે તેની ૫૦ શોનામોર કોણ આપશે? ચાલો, ચાલો, એ તો કોઇ ગાંડોછે. એમ કહીને તે લોકો જતા રહ્યા પછી એક શોની. આવ્યો. તેણે વીક્રમશેનને પુછ્યું, કે ભાઈ આ ટોપીનું શું લઇશ ત્યારે વીક્રમશેને કહ્યું કે ૫૦ શોનામોર

લઇશ. ત્યારે શોની કહે આ કોણે ભરી? વીક્રમશેન કહે મારી બેઇડીએ ભરી. શોની કહે અરે તમે ધર્મશાલામાં ઉતરયા છો? વીક્રમશેન કહે હા. શોની કહે આપ સોનમોર લઇ જાઓને તમારી બૈઇડીને અહી તેડી લાવો અને તમે બેઉ-જણા શુખેથી રહેજો. વીક્રમશેન કહે વારૂ હુ મારી બૈઇડીને તેડી લાવુ છું હવે વીક્રમશેન ચદ્રનખા પાસે ગયો ને ચદ્રનખાને કહેવા લાગ્યો કે ચાલો આપણે કોઇ શારો વાણીઓ છે તેને ઘેર આપણે રહીએ. ચંદ્રનખા કહે પણ તે શારો માણસ છે કે? વીક્રમશેન કહે હા ચદ્રનખા કહે ચાલો વીક્રમસેન કહે ચાલ હવે બેઉ જણા પેલા સોનીને ઘરે ગયાં સોનીએ તેને શારો ઉતારો આપ્યો ત્યાં બેઉ જણા રહયાં એક દહાડો વીક્રમશેન બાહાર ગયો હતો ત્યારે પેલો સોની ચદ્રનખા પાસે આવ્યો ત્યારે ચદ્રનખા કહે તું કોણછે? સોની કહે હુ સોની છું. ચદ્રનખા કહે બાહાર ઉભો રેહજે, મારો પતી હમણા ઘરમાં નથી મારો પતી આવ્યા પછી તારે આવવુ હોય તો આવજે પણ સોનીતે ઘરમાં આવવા લાગયો તેથી ચદ્રનખાએ ઘણીજ બુમો પાડી; તેવોજ સોની શરમાઇને

બહાર નીકળી ગયો તેવાજ ચદ્રનખાએ બારણા બંધ કરી દીધાં હવે વીક્રમસેન બહારથી આવ્યો તેવાજ બારણા થોકવા લાગયો ત્યારે ચદ્રનખ. જાણે સોની આગલ ઉભો હશે અને જો હુ બારણુ ઉઘાડીશ તો સોની ઘરમા આવી અને • મારી લાજ લેસે એવુ વીચા રીને ચદ્રનખાએ બારણા ઉઘાડયા નહી તેથી વીક્રમસેન તો ત્યાંથી ઉઠીને આખા ગામમા ચદ્રનખા ચદ્રનખ એવી બુમો પાડવા લાગયો અને ગામના છોકરાઓ તેની મશ્કેરી કરવા લાગયા કોઇ આવીને તેની કાચડી કાઢી જાય અને કોઇ આવી માથે ફાતેલા તુટેલાં શુપડાનુ છત્ર કરે કોઇ ઝાડુ લઇને ચમર ઉડારે કોઇ પથરા મારે અને કોઇ છાણુના લચકા મારે એવી રીતે વીક્રમસેનની મશકરી કરવા લાગયાં અને વીક્રમસેનને ગાડાં જેવે બનાવી દીધો હવે એક દહાડો પેલો શોની રાતમાં સુતો હતો ત્યાં તેને સ્વપનુ આવ્યું સ્વપનામાં જાણે ચદ્રનખ ને હું બોલાવુછુ કે પ્રીયા તું આવ મારા પલંગપર તુ બેસ શુ હું તને ગમતો નથી ? એવો ગાંડા જેવો તારો જે પતી તેને તું છોડી ન મારી પાશે આવ હુ દન

ઘરેણા ઘડાવીશ અને જે મારી ધનદોલતછે તે બધી તારેજ સારૂ છે એમ બકેછે એટલામાં માંડના કરડવાથી તે ગભરાઇને ઉઠેછે ને કહેછે કે અરે આહીતો ચંદ્રનખા કે બદ્રનખા કોઇપણ નથી અરે હુ જાગુછુ કે ઉંઘુછુ અરે હુ આ કેને બોલાવુછુ એમ બોલેછે એટલામાં ચંદ્રખાને આકારે ઊતરેડ નજરે પડેછે તે જોઇને કહે રાંડ તું ખુણામાં સા વાસ્તે સંતાયછે એમ કહી પલંગ પરથી ઊઠીને, ચદ્રનખાને આકારે ઉતરેડને બાઝવા જાય છે તેવીજ ઉતરેડ પડીજાયછે ત્યારે બુમો પાડીને રડેછે કે હાય મારા બાપરે, મારૂં. શઘળું અનાજ ભેગું થઇગયું પછે તે અનાજ ઊચકી ઊતરડ બરાબર મુકીને પાછો શુઇ રહ્યો અને વીચાર કરેછે. હું કાલે ચદ્રંનખાને મારી પેટીની કુંચી હું ચંદ્રનખાને આપું. તે મારી ધનદોલત જોઇ અને ખુસીથઇ અને તે મારી સ્ત્રી થશે અને વળી કાલે. આપણાં ગોરમાહારાજને મારી જન્મકુંડલી. દેખાડું કે ચંદ્રનખા કે ચંદ્રનખા મારી સ્ત્રી થશે કે નહી ? એમ વીચાર કરતે કરતે સવાર પડયું પછે તેની ધન મીલકતની પેટીની કુચી ચંદ્રનખાના ઓરડાની બારીમાંથી

ફેકી એટલે તે કુચી લઈ. ચંદ્રનખાએ તેની પાશેના ઓરડામાં કે જેમાં ધનદોલતની પેટી હતી તે પેટી ઉઘાડીને તેમાંથી તેની ધનદોલત કાઢી ગાશડાવારીને પોતાના ઓરડામાં લઇ ગઇ તે ઓરડાના બારણા બંધા કરી દીધાં હવે સોની પોતાની જન્મકુંડલી લઇને બ્રાહ્મન પાસે દેખાડવા ગયો હવે વીક્રમસેન બુમો પાડતો પાડતો પેલાં સોનીના ઘર આગલ આવ્યો, એટલે ચંદ્રનખાએ એક કાકરાનો ઘા કર્યો તે વીક્રમસેનને લાગવાથી તે આશપાશ જોવા લાગ્યો તેવીજ તેણે ચંદ્રનખાને દીઠી વીક્રમસેન કહે, હે પ્યારી દીલદારી તું કયાં ગઈ હતી. ચંદ્રનખા કહે ચુપ આંહી આવ વીક્રમસેન ચંદ્રનખા પાસે ગયો ચંદ્રનખા કહે લે આ ૧૦૦ સોનાંમોર તેનો ૧ ઉંટ લઇને રાતનાં ૧૦ વાગાને સુમારે. તું આંહી ઉંટલઇને બેશજે જ્યારે હું ઇસારત કરૂં ત્યારે તું મારી પાશે આવજે વિક્રમશેન કહે થીક હવે વીક્રમશેન ઉંટ લેવા ગયો.

હવે પેલો શોની ગોરમાહારાજને ઘરે ગયો ત્યાં ગોરમાંહારાજ બેઠા છે શોની કહે ગોર માહારાજ જેશ્રીક્રસ્ન.

ગોર—શોની બાઈ તમારે આવવું પડયું.

શોની—હા માહારાજ આ જન્મ કુંડળી દેખાડવીછે.

ગોર—લાવો,

શોની—લ્યો,

ગોર—શાંભલો અક્કર. મક્કર. ચીત્રદશી. શોનીને જોઇને કુંભરશી. રવી સોમને મંગળ બુધ બેંસપુત ને ગંગળ શની ઉડયો અને રાહું દુબ્યોં. વાત કહે તુંને શાંભલુ હું બીજું શોનીબાઇ હમણાં તમારી. શુંકરની દશા ઉતરીને દુકરની દશા બેડી અને તમારૂ મરણ દીન [illegible] માં થસે

શોની—હેં, હેં, માહારાજ મારૂ લગ્ન થશે.

ગોર—હા

શોની—કોની શાથે

ગોર—સોનાપુર શાશરૂ ફુલપાડા ગામ બાવળશાની દીકરી અને મેળબાઇ નામ.

શોની—હે, હે, માહારાજ ફરીથી કહોને.

ગોર—શોલાપુર શાશરૂ. ફુલપાડા ગામ. કંદોઇની દીકરીને ચંદ્રનખા નામ.

શાની–માહારાજ ખરચ ઘણો થશે
ગોર–હા શામાન ઘણો જોશે
શોની-સું સું જોશે
ગોર–વાંસ બેલીલા; ખાપરી બાર; રેસમીક કડોલાલ; ઘં-
ડો, બીજું ઘી; ચોખા, સોપારી; છાણા, વગેરે
શોની–માહારાજ રેસમી કકડો સું કામ આવશે
ગોર–તમને ઓઢાડવાને
સોની–વાંસ શું કામ લાગસે?
ગોર–તમારી ચોરી ખોડવાને.
સોની–છાણા શું કામ લાગસે?
ગોર–તમારી ચોરીમાં સળ ગાવવાને.

શોની કહેથીક પછે સોનીએ ગોર માહારાજને ૧ શોના મોરની દક્ષણા આપી. ને શોની પોતાને ઘરે ગયો રાત પડી એટલે શોની ઉંઘી ગયો ત્યાં વીક્રમશેન ઉંટ લઇને બેઠો છે એમ કરતાં કરતાં રાતનાં ૧૦ વાગાનો સુમાર થયો ત્યાં વીક્રમશેન તો ઉંઘી ગયો. અને ૧ ચોર ત્યાં વિસામો ખાવા શારૂ બેઠેલો છે હવે ચંદ્રનખા એ વિક્રમસેનને ઇસારત કીધી. પણ વીક્રમશેન તો

ઊંઘી ગયો છે તેથી કંઇ વીક્રમશને જવાબ દીધો નહી વળી પાછી ચંદ્રનખા એ ઇસારત કીધી તે ઇસારત પેલા ચોરે દીઠી. અને ચોર તેની પાસે આવ્યો. પણ ચંદ્રનખા જાણે વીક્રમશેન છે તેથી તેને પેલા શોનીનાં ઘનનાં ગાસડા વાળેલા હતા તે પેલા ચોરને વીક્રમશૅન જાણીને પેલા ગાસડા આપવામાં આવ્યા ચોર પેલા ગાશડા લઇને ઊંટ ઉપર નાંખતો ગયો પછે ચોર અને ચંદ્રનખા બેઉજણ ઊંટ ઉપર બેઠા ચાલતે ચાલતે શવાર પડયું ત્યારે ચંદ્રનખા પેલા ચોરને વીક્રમશેન જાણી, ને કહેવા લાગી કે હવે આપણે કાં ઉતારો કરશું ચોર કહે જે હમણાં મારૂ ગાંમ આવશે. ચંદ્રનખા તેનાંમોં શામું જેઇને ગભરાવા લાગી, કે આ વીક્રમશેન તો નથી. પણ બીજો કોઇ છે, પછે તે ધીરજ ધરી તેને પુછવા લાગી કે ભાઇ તું કોણ છે. ચોર કહે હું તસ્કર છું ચંદ્રનખા કહે આહાઃ હું કેવી મદ ભાગ્યણું, હું તો તસ્કરનીજ વાટ જેતી હતી. ચોર કહેથીક ત્યારે મજા પડી. ચંદ્રનખા કહે તમારૂં ગાંમ હજી કેટલુંક દુર છે ચોર કહે ૪ ગાઉ દુર છે ચંદ્રનખા કહે હું ગામ બહાર બેશીશ અને તમે

તમારા શગા સંબંધી. ને તેડી અને મને શામ્યું કરવ, આવજો અને તમારા શગા સંબંધી, ને કે જો કે હું તો પુલવંતી પરણી લાવ્યો છું. ચોર કહેથીક હવે ચોરનું ગામ આવ્યું ત્યાં ચંદ્રનખાને બેશાડને ચોર તેનાં ગામમાં ગયો, પછવાડેથી. ચંદ્રનખા રહીને રૂદન કરે છે.

લેલી લેલી પુકારૂંમે બનમે એ રાગ:

કેમ કરૂં હવે ક્યાં જાઉં ॥ આવા વનમાં દુખી બહુ થાઊં
કયા વિક્રમશેન મુજ ભરથારઃ॥ ક્યાં તસ્કર મલ્યો આ વાર.
ક્યાં બંધવ એ મુજ માતાઃ॥ ક્યાં શોધું વિક્રમશેન વીખ્યાતા
ક્યાં શોની અને ક્યાં મુજતાતઃ॥ આ તે સુખની આવી વાત.
એપ્રભુ કરશે હવે ઉપકારઃ॥ અંતે છે તેહનો આધાર

એવી રીતે વીલાપ કરી ઊંટ ઉપર બેશીને ચાલતી થઇ ચાલતે ચાલતે તેને શામા ચાર ચોર મલ્યાં તે ચોરો ચંપાપુરીનાં રાજાનો ભંડાર ફાડી તેમાંથી અખુત. દોલત લઇ અને આવતા હતાં તે ચંદ્રનખાને જોઇને વીચાર કરવા લાગ્યાં કે આહાઃ આ કેવી રૂપાલી સ્ત્રી જાય છે ચાલો તેને આપણે ઘરે લઇ જઇએ અને તેને આપણી સ્ત્રી કરીએ, એક ચોર કહે, એ સ્ત્રી હું રાખું

અને બીજો કહેએ હું રાખુ ત્યારે ચારજણા કહે ચાલો તે સ્ત્રીને આપણે પુછીએ કે તુ કેનાંપર પ્રશન છે. પછે ચારે જણા ચંદ્રનખા પાસે ગ્યાં અને ચંદ્રનખાને પુછવા લાગ્યાં કે તું કેનાપર પ્રશન છે ચંદ્રનખા કહે હું તો બધેનાપર પ્રશન છું, પણ હું આ તીર ફેંકુ છું તે તીરજો પેહેલું લઇ આવે તેની હું સ્ત્રી. એ વાત ચારેજણા એ કબુલ કીધી પછે ચંદ્રનખા એ તીર ફેંક્યું એટલે ચારેજણા ધનનાં ગાશડા ચંદ્રનખા પાસે મુકીને તીર લેવા ગયાં પછવાડેથી ચંદ્રનખા ઊંટ ઉપરથી ઊતરી પેલા ધનનાં ગાશડા ઊટ ઊપર મુકીને ચાલતી થઈ. રસ્તામાં ચાલતે ચાલતે ૧ દરીઆ કીનારો આવ્યો ત્યાં તે વીશામો ખાવા શારૂં બેઠી પણ દરીઆની લહેરનો પવન લાગવાથીતે ઊંઘી ગઈ. ત્યાં ૧ માનશીગ નામે ઝવેરી. સાત વહાણ ઝવેરાતનાં ભરીને પોતાને દેશ જતો હતો, તેણે ચંદ્રનખાને દીઠી તેથી તેણે જાણ્યું કે આ તો કોઈ દુઃખની મારી સ્ત્રી છે એવું જાણીને તેને વહાણ ઊભા રાખ્યાં અને પોતે નીચે ઉતરીને ચંદ્રનખાને વહાણમાં લીધી અને ચંદ્રનખા પાશે જે શામાન

હતો તે પણ બચો વહાણમાં લીધો. પછે શવાર પડયું એટલે ઉઠી અને પોતે વહાણમાં બેઠેલી જણાઈ તેથી તે ગભરાવા લાગી અને વીચાર કરે છે ત્યાં માનશીંગ ઝવેરી તેની પાશે આવ્યો અને કહેવા લાગ્યો કે તું મારી સાથે પરણ ચંદ્રનખા કહે મારે હમણાં છ મહીનાની બાધા છે માનશીંગ કહેથીક પછી માનશીંગ તેને ઠેકાણે ગ્યો હવે વહાણ થાડેક ગયાં ત્યાં ૧ કીનારો આવ્યો ત્યાં બધા ખલાશી તથા શેઠ નીચે ઉતર્યાને ત્યાં રશોઈ કીધી અને શેઠ વીચાર કરે છે કે આજ એરાંકને વહાણ ઉપરથી નીચે ઉતારીને તેની શાથે પરણું તો મારા મનને થંડક થાય. એમ વીચાર કરે છે એટલામાં એક કૌતક થયું. આકાશમાં ધમઘોર થયું ને વીજલીના ઝબાકા તથા વરશાદ પણ ઘણો આવ્યો. ને પવન પણ ઘણોજ નીકળ્યો તેથી શેઠના સાતે વહાંણ તણાઈ ગયા. પેલી ચંદ્રનખા તો વહાણમાંજ બેઠેલી છે, ને ત્યાં બેઠી બેઠી રડીને ગાયન કરે છે.

અલી ફુસે તું યાદ કર અલાકે હે હરદમ. એ રાગ.

પ્રભૂ હવે કાંઇ દયા કર, આ નાંખી દરયા માંહે;

સમુદ્રથી મુજને પાર ઉતાર, એટલી કૃપા થાએ.
માટે ઇશ્વર મુજને, પાર તું ઉતાર;
આવા વખતમાં મને નથી, બીજો કોઇ આધાર.
કૃપા કરી મેહેર કરી. પાર ઉતાર વાહાણ;
દાશ ઉપર દયા કરી, અરજ દીલમાં આણ.

એ પ્રમાણે ગાયન કરી રહ્યાં પછી તે વીચારવા લાગી કે રડવાથી શું થવાનું છે, ચાલ તજવીજ કરૂં એમ કહીને તે વાહાણમાં તપાસ કરે છે, એટલામાં એક પોપટનું પાંજરૂં તેની નજરે પડયું. તે પોતે હાથમાં લીધું એટલે તે પોપટને વાચા થઇ તેથી તે બોલ્યો, ઓ બેહેન આ વહાણ તો હમણા ભાંગી જશે, વાંસ્તે તું મારી સાથે ચાલ હું તને સર્વ સંચા બતાવું. ચંદ્રનખા કહે ચાલ ભાઇ. ચંદ્રનખા તથા તે પોપટ તે વહાણનાં સંચા પાસે ગયાં. ત્યાં પોપટે તેમને વહાણનાં સંચા ચલાવતાં શીખવ્યાં. પછી પોપટ કહે બેન આજથી ચાર દહાડા પછી ઉજેણી નામે નગરી આવશે તેમાં તું પુરૂષનો પોસાક પહેરીને આ મારા દેવંગી ઘોડા ઉપર બેશીને તું તે ઉજેણી નગરીમાં જજે. તે નગરીનો પ્રધાન ઘણોજ ચતુર

છે. અને તે તારા ઘણાં પારખાં જોશે ને અંતે તને શીકાર મારવા મોકલશે તો પણ તું જજે. ને જ્યારે તું નહાવા બેસ ત્યારે પણ કપડા પેહેરીને નાહાજે એમ કરતાં ૪ દીવસ પછી ઉજેણી નગરી આવી. ત્યાં ચંદ્રનખા પુરૂષનો પોસાક પહેરી ને દેવંગી ઘોડા ઉપર બેશીને તે તે નગરીમાં ગઇ. ત્યાં તે નગરીનો રાજા અને તેનો પ્રધાન એ બેઉજણા શીકાર મારવા નીકળયા છે. રાજા ચંદ્રનખાને જોઇને કહેવા લાગ્યો કે પ્રધાન જો, આ પુરૂષ કેવો ઘોડો ખેલાવે છે. પ્રધાન કહે, શાહેબ, એ પુરૂષ નથી પણ એ તો સ્ત્રી છે. રાજા કહે શું ભાંગ બાંગ પીધા છે કે શું? પ્રધાન કહે, સાહેબ, હું જુઠું નથી બોલતો, તમે તેનાં પારખાં જુવો. રાજા કહે વારૂ તેને તું બોલાવ. પ્રધાન કહે વારૂ. એમ કહી તે ચંદ્રનખા પાસે આવ્યો અને પુછવા લાગ્યો કે, શેઠ, તમારૂં ગામ કયું અને હવે કયે દેશજશો અને તમારૂં નામ શું? ચંદ્રનખા કહે અમે ઘણે દુરથી આવેલા છઇએ ને પંજાબ તરફ્જ શું, ને અમારૂં નામ ચંદ્રસેન. પ્રધાન કહે ચાલો તમને અમારા રાજા બો-

લાવે છે. ચંદ્રનખા કહે ચાલો. એમ કહી તે બેઉજ-ણા રાજા પાસે આવ્યા. રાજાએ શીકાર મારવા જવાનું છોડી દઇને ત્રણેજણા રાજાના મહેલમાં આવ્યા. રાજા એ ત્યાં ચંદ્રનખાને પુછયું, કે, તમારૂં નામ શું? ચંદ્ર નખા કહે મારૂં નામ ચંદ્રસેન. રાજા કહે, વારૂં હવે જમવા ઉઠો. પછી ચંદ્રનખા જમવા બેઠી. અને જ-મી રહ્યા પછી સાંજ પડી ત્યારે ચંદ્રસેન કહે, હું મારા વહાણ પર જઇશ. ને પાછો હું સવારે આવીશ. રા-જા કહે, તમારા વાહાણ ક્યાં છે. ચંદ્રસેન કહે કીનારા પર છે. રાજા કહે, વારૂ કાલે વેહેલા પધાર જો ચંદ્ર-સેન કહે, વારૂ સાહેબ. પછે ચંદ્રનખાના ગયા કે કે રાજાએ પ્રધાનને કહ્યું કે તું કહેતો હતો, કે આ સ્ત્રી છે. પણ તેમાં તો કાંઇ સ્ત્રીનાં આચરણ માલમ પડતા નથી. પ્રધાન કહે વારૂ સાહેબ, કાલે જેવી હશે તેવી ખબર પડશે. રાજા કહે ઠીક. હવે ચંદ્રનખા પોપટ પાસે આવી. અને જે વાત બની હતી તે સર્વે હકીકત પોપટ પાસે કહી. પોપટ કહે ઠીક, પણ તું હીંમત હારતી નહીં. હજી તારાં પુરાં પારખાં કાલે જોશે.

ચંદ્રનખા કહે કાંઇ ફીકર નહીં. હવે બીજે દહાડે ચંદ્રનખા પુરૂષનો પોશાક પહેરીને દેવંગી ઘોડા ઉપર બેશીને પાછી રાજા પાસે આવી. રાજાએ તેને આદર માન દઇને બેસાડી. પછે રાજા કહે ચાલો જમવા ઉઠો. ત્યારે ચંદ્રનખા જમવા બેઠી. અને જમી ઉઠયા પછી રાજાએ તેને પાન સોપારી આપ્યાં તે તેણે ખાંધાં. એમ કરતાં કરતાં સાંજના ચાર વાગવાનો અમલ થયો. ત્યારે રાજાએ ચંદ્રનખાને કહ્યું કે, ચાલો આપણે શીકાર મારવા જાઇએ. ચંદ્રનખા કહે ચાલો. પછી ચંદ્રનખા પોતાના દેવંગી ઘોડા ઉપર બેઠી, ને રાજા પણ પોતાનાં ઘોડા ઉપર બેઠો હવે રાજા, પ્રધાન અને ચંદ્રનખાએ ત્રણેજણાં શીકાર મારવા ગયાં. હવે ચાલતાં ચાલતાં તે વનમાં તેઓ એ એક હરણનું બચ્યું દીઠું ત્યારે રાજાએ ચંદ્રસેનને કહ્યુ કે એ હરણનાં બચ્યાંને તમે મારો. ચંદ્રસેન કહે, વારૂં. હવે ચંદ્રનખા તે હરણનાં બચ્યાંની પાછળ દોડી. તે હરણનું બચ્યું ચંદ્રનખાને પોતાની પાછળ દોડતી જોઇને નાઠું. ત્યારે ચંદ્રનખાએ મનમાં વીચાર કીધો કે, જો, હું આને નહીં મારૂં તો

મારી આબરૂ જશે. એમ વીચારી પોતાના ઘોડાને એ-કદમ દોડાવીને તે હરણનાં બચ્ચાંને મારી નાંખ્યું. ત્યારે રાજાએ પ્રધાનને કહ્યુ કે, જો તે સ્ત્રી હોય તો કાંઇ શીકાર મારે? પ્રધાન કહે, વારૂં સાહેબ હું ખોટો. હવે ચંદ્રસેન શીકાર મારીને આવતો હતો, ત્યાં રસ્તામાં એક નદી આવી, ત્યારે ચંદ્રનખાએ રાજાને કહ્યું કે સાહેબ તમે જાઓ. હું અહીં સ્નાન કરીને આવું છું. હવે રાજા પોતાનાં મહેલમાં ગયો. ને પ્રધાન નદી કાંઠે એક ઝાડીમાં સંતાઇને બેઠો, હવે ચંદ્રનખાએ આસપાસ નજર કરી, ત્યાં કોઇને દીઠો નહીં તેથી તે નગ્ન થઇને નહાવા બેઠી. તેવોજ પ્રધાન તેની પાસે આવ્યો. ને કહેવા લાગ્યો કે, રાંડ, હમણા હું રાજાને બોલાવી લાવું છું. તું જુઠું બોલી કે, હું પુરૂષ છું, પણ ફીકર નહીં હમણાંજ હું તારી ખબર પાડુ. ચંદ્રનખા કહે, ચુપ હું તારી સાથે પરણીશ. પ્રધાન કહે ઠીક પણ આપણે લગ્ન ક્યાં કર શું? ચંદ્રનખા કહે, તુ રાજાને કહે જે કે. મારા ભાઇનાં લગ્ન થવાનાં છે માટે હું જાઉં છું પછે આપણે કોઇ ગામમાં જઇને ત્યાં

લગ્ન કરશું. પ્રધાન કહે તમારા વહાણ દરીઆ કીનારે છે તે કે? ચંદનખા કહે હા. પ્રધાન કહે આપણે આજ રાતનાં જતાં રહીએ. ચંદ્રનખા કહે ઠીક. પ્રધાન કહે તું હમણાં વહાણપર જા, ને હું હમણાં મારા બઇડી છોકરાંને તેડીને આવુ છું, ને મારા ઘરનો સામાન પણ બધો લાવું છું. ચંદ્રનખા કહે ઠીક. પછે ચંદ્રનખા વહાણ ઉપર ગઇને પછવાડેથી પ્રધાનનાં ઘરનો માલ આવવા માંડયો તે બધો વહાણમાં મુકાવ્યો પછવાડેથી પ્રધાન પોતાનાં બૈડી છોકરાંને લેઇને આવ્યો ચંદ્રનખાએ તેને પણ વહાણમાં બેસાડીઆં. પછે પ્રધાન રાજાને મલવા ગયોને પછવાડેથી ચંદ્રનખાએ વહાણ ચાલતાં કીધા.

પછે ચંદ્રનખા પોપટને કહેવા લાગીકે ભાઈ, હવે કયુ ગામ આવશે. પોપટ કહે હવે કંચનપુરી નામે નગરી આવશે. તે નગરીનો રાજા મરણ પામેલોછે, માટે તે નગરીનો રાજા તમે થશો ચંદ્રનખા એવું સાભળીને ઘણી ખુશી થઈ. પછી ચારદીવશ થયા, એટલે કંચનપુરી નામે નગરી આવી. તેમાં ચંદ્રનખા પુરૂષનાં વેંશે દેવં-

ગી ઘોડા ઉપર બેશીને ગઇ અને તે નગરીનાં દરવાજા આગળ આવી પણ દરવાજા તો બંધ હતાં તેથી તેણે દરવાજાને જોરથી ધકા માર્યો કે તરતજ અંદરથી સીપાઇઓએ દરવાજા ઉઘાડીનાંખ્યાં. પછી ચંદ્રનખા અંદરગઇ. ત્યારે તે નગરીનાં લોકોએ તેને કહ્યુંકે આ ગામનાં રાજા તમે થાઓ. ચંદ્રનખા કહે, હું રાજા થાઉં પણ તેનું કારણ શું? ત્યારે તે લોકોએ કહ્યુંકે આ ગામનો રાજા મરણ પામ્યોછે, અને તેનાં વંશમાં કોઇ પણ નથી, માટે અમે એવો ન્યાય કરેલો છે કે, કોઇ પરદેશી પેહેલ વેહેલો આ ગામમાં આવે તેને આગામનો રાજા ઠરાવવો. માટે આગામમાં પેહેલ વેહેલા તમેજ આવ્યાછો, માટે આગામનાં રાજા તમે થાઓ. ચંદ્રનખા એ મનમાં વીચાર કર્યોકે, પોપટની વાત સર્વે સાચીપડી. પછી તેણે સીપાઇઓને પુછ્યુંકે તમારા રાજાની કચેરી ક્યાં છે? સીપાઇ કહે તમે અમારી સાથે ચાલો એમ કહી તેઓ રાજ કચેરી આગલ આવ્યા. પ્રધાન, કોટવાલ, વગેરે સભાસદો ઉદાસ થઇને બેઠેલાં છે, ને વીચાર કરેછે કે આજ ત્રણ દીવશ થયાં તો પણ કોઇ મુસાફર આવ્યો

નહીં, અને આ રાજાને અગ્નીદાહ કેમ દેવાય? એમ વીચાર કરેછે- ત્યાં સીપાઈ આવીને કહેવા લાગ્યોકે પ્રધાન સાહેબ, કોઇ એક મુસાફર આપણા શેહેરમાં પહેલ વેહેલો આવ્યોછે. પ્રધાન કહે તે ક્યાં છે? શીપાઇ કહે તે બહાર ઊભોછે પ્રધાન કહે તેને બોલાવી લાવો ને રાજ્ય ભીષેક કરો. સીપાઈ કહે વારૂ એમ કહી શીપાઈ ચંદ્રનખાપાસે આવીને કહેવા લાગ્યોકે, તમને અમારો પ્રધાન બોલાવેછે. ચંદ્રનખા કહે ચાલો એમ કહીને તે પ્રધાન પાસે આવી પ્રધાને તેને રાજ્ય ભીષેક કરાવીને ગાદીએ બેસાડી પ્રધાન કહે, આપનું નામ શું ચંદ્રનખા કહે, ચંદ્રસેન. પ્રધાન શીપાઇને કહે. આપણી નગરીમાં ચંદ્રસેનની આણ ફેરવો. શીપાઈ કહે, વારૂં ચંદ્રનખા પ્રધાનને કહે મારા સાત વહાણ દરીઆનાં કીનારાપરછે તેમાંથી બધો સરસામાન મંગાવી આપો. પ્રધાને શીપાઇને કહ્યુ કે, કીનારા ઉપર સાત વહાણછે, તેમાંથી બધો સરસામાન લઈ આવો અને તેની અંદરનાં માણસોને અહીં તેડી લાવો. શીપાઈ કહે વારૂં એમ કહી તે કીનારાપર જઈ વહાણમાં ગયો, અને તેમાંથી બધો સરસામાન

તથા પ્રધાનનાં બૈડી છોકરાં તથા પોપટ તથા ઝવેરાત સઘલું રાજા પાસે લઈ આવ્યો ચંદ્રસેને પ્રધાનનાં બૈઇડી છોકરાને રહેવા સારૂ એક મહેલ કાઢી આપ્યો તેમાં તે રહ્યાં. પોપટને પોતાની પાંસે રાખ્યો અને ઝવેરાત એક ઓરડામાં રાખ્યું. થોડા દહાડા પછે ચંદ્રનખાએ પ્રધાનને પુછ્યું. કે અહીં કોઈ ચીતારો રહેછે? પ્રધાન કહે હા, અહીં એક ચીતારો રહેછે ચંદ્રનખા કહે તેને મારી પાંસે બોલાવી લાવો પ્રધાને શીપાઈને કહ્યું કે. જા, ચીતારાને બોલાવી લાવ શીપાઈ કહે વારૂ, એમ કહી તે ચીતારાને જલદી તેડી લાવ્યો ચીતારો કહે, સાહેબ, શું હુકમ છે? ચંદ્રસેન કહે મારૂં ચીત્ર પાડી આપો ચીતારો કહે જેવી આપની આજ્ઞા હવે ચંદ્રનખા એ પોતાનું [illegible] ીને [illegible] પડાવ્યું. તે કોઇ જાણે કે ખરેખૈર ચંદ્રનખાજ ઉભી છે એ ચીત્ર તેણે નગરીની વચ્ચોવચ રાખ્યું અને ત્યાં એક સીપાઇને રાખ્યો ને કહ્યું કે અહીં કોઈ પણ મુસાફ્ર આવે, અને આ ચીત્ર વીષે કંઇ પણ બોલે તેને મારી પાંસે લાવજે શીપાઈ કહે વારૂ, એમ કહી તે ત્યાં ઉભો હવે એ વાતતો અહીં

રહી, પણ પેલા વીક્રમશેનનું શું થયું. હવે વીક્રમશેન ત્યાં ઉઠીને જુવેછે તો ચંદ્રનખા પણ નથી, ને ઉટ પણ નથી તેથી તે ગભરાઇને નીચે પ્રમાણે ગાયણ કરેછે.

## રાગ રખેતો.

ક્યાં ગયો ઉટ ક્યાં ચંદ્રનખા; આ શું થઇ ઉંઘમાંઆપદા•
ઉપાડી ગયો કોણ એને; શોધી કાઢું હું હમણા તેને.
હું શોધવા જાઉં છું તેને; પ્રભુ મેલવ ચંદ્રનખા મને.
દાસ ઉપર કૃપા કરજે; દયા કરી તું મેલવજે.

એવી રીતે ગાયન કરીને તે રડવા લાગ્યો તે અવાજ સાંભળીને પેલો સોની જાગી ઉઠયો ને પુછવા લાગ્યો કે ભાઈ શું છે? ત્યારે વીક્રમશેને કહ્યુંકે મારી બાયડી મને મુકીને ઊંટ ઉપર બેશીને જતી રહી શોની કહે ભાઈ તારી બાઇડી ગઇતો ભલે ગઈ પણ મારૂં ઘરેણું પણ લઈ ગઈ તેથી ચાલો આપણે તેની શોધ કરવા જઇએ એમ કહી તે બેઉ જણા ચંદ્રનખાને શોધવા નીકળ્યા શોધતે શોધતે તેઓ પેલા ચોરનાં ગામ પાંસે આવ્યા ત્યાં પેલો ચોર ચંદ્રનખાનેજ શોધે છે, તેને શોનીએ પુછયું કે ભાઈ અહીં કોઈ રૂપાળી બાઇડી દીઠી? ચોર

કહે હા, હું તેનેજ ગોતું છું. ત્યારે શોની કહે ચાલો આપણે તેને શોધીએ એમ કહી તે ત્રણે જણા ચંદ્રનખાને શોધવા નીકળ્યા શોધતે શોધતે તેઓ પેલા ચાર ચોર જે તીર લેવા ગયા હતા, તેને મળ્યા શોનીએ તે ચોરોને પુછયું કે ભાઈ અહીં કોઈ રૂપાળી સ્ત્રી દીઠી? ત્યારે ચોર કહે હા ભાઇ તેને અમને તીર લેવા મોકળ્યા પાછળથી અમારૂં ધન લઇને નાશી ગઈ ત્યારે શોની કહે ભાઇ ચાલો આપણે તેને શોધવા જઇએ એમ કહી તે સાતે જણા તેને શોધવા નીકળ્યા શોધતે શોધતે તેઓ દરીઆને કીનારે આવ્યા ત્યાં પેલો માનશીંગ ઝવેરી તથા તેનાં ખલાસીઓ બેઠાછે, ત્યાં પેલા સાતે જણાએ પુછયું કે ભાઈ અહીં કોઈ રૂપાળી સ્ત્રી દીઠી? માનશીંગ કહે, હા, ભાઇ એરાંડ અમને અહીં બેસાડી ગઈ અને પોતે અમારા સાત વહાંણ લઇને જતી રહી ત્યારે સાતેજણા કહે ચાલો ભાઈ આપણે તેને શોધવા જઇએ ત્યારે પેલા સાત ખલાસી અને માનશીંગ કહે ચાલો એમ કહી તે ૧૫ જણા શોધ કરવા નીકળ્યા ચાલતે ચાલતે તેઓ ઉજેણી નગરીમાં આવ્યા ત્યાં પેલો પ્રધાન

દરીયાને કીનારે ઉભો છે તેને પુછવા લાગ્યા કે ભાઈ અહીં કોઈ રૂપાળી સ્ત્રી દીઠી? ત્યારે પ્રધાન કહે ભાઇએ રાંડ મારા એંઠડી છોકરાંને લઇને જતી રહી હું તેનેજ ગોતું છું. ત્યારે પેલા ૧૫ જણા કહે ચાલો આપણે તેને શોધીએં એમ કહી તે ૧૬ જણા શોધ કરવા નીકળ્યા ચાલતે ચાલતે તેઓ કંચનપુર નગરીમાં આવ્યા ને ફ-રતે ફરતે પેલા ચંદ્રનખાનાં ચીત્ર પાંસે આવ્યા ને ૧૬ જણા કહેવા લાગ્યા એક કહે લાવ મારા વહાણ અને બીજો કહે લાવ, મારા બઇરી છોકરાં ઇત્યાદી બધા બ-કવા લાગ્યા, ત્યાં ગામનાં માણશો બધા ભેગા થઇગ્યાં અને પુછવા લાગ્યા કે શું છે ભાઇઓ સું છે, ત્યારે બ-ધા બોલી ઉઠયાં કે એરાંડ હમારા બધાની દોલત ખાઈ ગઇછે તે આપતી નથી, માણસો કહે અરેઃ ભાઇઓ એતો ચીત્રછે તેને કહ્યામાં તમારૂં શું વરસે. પછે સી-પાઈએ શોલે જણાને પકડીને ચંદ્રસેન રાજા પાસે લઈ ગયો ત્યારે ચંદ્રસેને શોનીને પુછયું કે તે એચીત્રને ગાળ સામાટે આપી, શોની કેહે એરાંડ મારૂ ધન દોલત લઈ ગઇછે, ત્યારે ચંદ્રસેન રાજાએ શોનીને ફાસીનો હું

કમ આપ્યો અને પેલા પ્રધાનને તેનાં બાયડી છોકરાં તથા તેનું ધન સર્વે આપ્યું અને બીજા બધાને દેશની કાલ કીધા અને વીક્રમસેનને નવરાવી ધોવરાવી ને રાજગાદીએ બેસાડયો અને પોતે પુરૂષનો પોશાક ઉતારી સ્ત્રીનો પોસાક પેહેરીને વીક્રમસેનને પગે લાગી અને ઉપલી બનેલી સર્વ હકીકત વીક્રમસેનને કહી શંભળાવી અને આખી નગરીમાં રાજા વીક્રમસેનની આણ ફેરવાવી અને ત્યાં તેને ઘણુંજ સુખ ભોગવ્યું અને થોડા દહાડા પછે, [illegible]નો બાપ અમર સુંદરનો અસલી પ્રધાન જે [illegible]ને ખબર પડતાંજ તે કંચનપુરી નગરીમાં [illegible]વીને વીક્રમસેનને જુહાર કરીને કહેવા લાગ્યો કે [illegible] આપણી અસલીનગરી જે મર્ઇયાવંતી તે પાવન કરો અને સીહોદર સાથે લડાઈ કરીને તેને હરાવો ત્યારે વીક્રમસેન કહે થીક વીક્રમસેન સીપાઇને કહે તું જા, આપણું લશ્કર ભેગું કરી અને મર્ઇઆવંતી નગરીપર ઘેરો ઘાલ ત્યાં હું પણ હમણાંજ આવું છું સીપાઈ વારૂ, સાહેબ જેવી આપણી આગ્ના સીપાઇ ત્યાંથી જઈ લશ્કર ભેગું કરી

અને મઈઆવંતી નગરી ઉપર ઘેરો ઘાલ્યો, ત્યાં વીક્રમસેન ગયો, અને તેનાં શીપાઈ સાથે કહેવરાવ્યું કે રાજા વીક્રમસેન લડાઈ કરવા આવ્યો છે વાશતે તમે જલદી લશ્કર લઇને જલદી લડવા શારૂ આવો, (પછે સીપાઈ) શીંહોદર પાસે ગ્યાં અને કહેવા લાગ્યો કે રાજા વિક્રમસેન લડાઈ કરવા આવ્યોછે વાસ્તે લડવાને વાસ્તે તમે જલદી તૈઆર થાઓ. સીંહોદર કહે તારા રાજાએ હું જે સુતો સીંહ તે જગાડયો, અને મેં એને બાલક જાણીને જીવતો મુકયો પણ તું જા હું હમણાં લસકર તૈઆર કરી આવું છું. પછે સીપાઈ વીક્રમસેન પાસે ગયો અને કહેવા લાગ્યો કે સીંહોદર હમણાં લસ્કરલઈ અને લડાઈ કરવા શારૂ હમણાં આવેછે, વીક્રમસેન કહેથીક, પછે શીંહોદર લસ્કરલઈ લડાઈ કરવા શારૂ આવ્યો તેમાં જુધ્ધ થયું અને સીંહોદર કહેવા લાગ્યો દુહાઃ॥

સીહોદર—હારી ગયો બાપ અને લડવા આવ્યો તું,
હમણાજ તારો પ્રરાક્રમ સઘલો જોઈ લઇશ હું;

વીક્રમસેન—પરાક્રમ તો તું જોઇ લેજે ભલે આવ્યો તું,
આજ તરવારથી તારો ગર્વ ઉતારીશ હું;
સીહોદર—બકબક નહીકર બચા હજી છો તું બાળ કુમાર,
આબરૂમાં તુ પાછો જા નહીતો આણીશ તારોકાળ;
વીક્રમસેન—બચ્ચાબચ્ચા નહીકર રાજા ખબર પડસે આવાર,
જોજે હવે તું કે હું કેવો છું હુંશીઆર;
સીહોદર—હુંશીઆરીની ખબર તને બતાવીશ આવાર,
લડવો હોય તારે તો જલદી થા તૈઆર;

ઇ રીતે પરસ્પર બોલી જુધ્ધ થયું તેમાં રાજા સીહોદર મરણ પામ્યો અને તેનું સઘલું લસ્કર વીખરાઇ ગયું પછે રાજા વીક્રમસેન મહઆવંતી નગરીની ગાદીએ બેઠો અને ત્યાં તેને ઘણુંજ સુખ ભોગવ્યું અને ચંદ્રનખા વીક્રમસેન ખુશી થઇને ગાયન કરેછે.

વીનંતી ધરજો ધ્યાનઃ ॥
પ્રભું વીનંતી ધરજો ધ્યાન એરાગ.
અર્જ કરીએ મહારાજઃ ॥
પ્રભુજી અર્જ કરીએ માહારાજ.
અર્જ હમારી દીલમાં ધરજોઃ ॥

વીનંતી ધરજો આજ: ॥ પ્રભુજી અરજ૦॥
સર્વેની આશા પુરજો પ્રભુજી: ॥
તુમ પુરો હમારા આસ: ॥ પ્રભુજી અરજ૦॥

આ વાર્તામાં કંઈ કાનો માત્રા શુધ્ધ અસુધ્ધ હોય તે પ્રીય વાંચનારાઓએ સુધારી વાંચવી.

લી૦ સેવક વશનજી ભવાનજી તથા વીકમશી
જેઠા તથા પ્રેમજી કેશવજી.

**સમાપ્ત.**

જે સાહેબોએ અમોને આ ચોપડીમાં અગાઉથી આશ્રય આપેલો છે તેમનાં નામ નીચે દાખલ કર્યાછે.

| નકલ. | ગ્રાહકોનાં નામ. |
|---|---|
| ૨૦ | શેઠ જમનાદાશ લલુભાઈ. |
| ૧૨ | ,, કાલીદાશ મેગજી. |
| ૧૧ | ,, કાનજી જેરાજ. |
| ૧૦ | ,, રાયસી અમરચદ. |
| ૧૦ | ,, તાપીદાશ ત્રીભોવનદાશ. |
| ૧૦ | ,, ખેંગાર ધારસી. |
| ૧૦ | ,, મકનજી રવજી. |
| ૧૦ | ,, પ્રેમચદ રણછોડ. |
| ૭ | ,, હરખચંદ સુરચંદ. |
| ૫ | ,, ઝવેરચંદ લીલાધર. |
| ૫ | ,, તારાચંદ દેવરાજ. |
| ૫ | ,, દેવચંદ કલીઆનજી. |
| ૫ | ,, રવજી નરસગ. |
| ૫ | ,, હમીર જેઠા. |

નકલ.

૫ ,, ભાણજી ગોપાળજી.
૫. ,, સવચંદ પ્રેમચંદ.
૪ ,, ગોવંદજી વીરજી.
૩ ,, દેવચંદ કરશનજી.
૩ ,, માધાવજી ધરમશી.
૨ ,, વલભજી પ્રાગજી.
૨ ,, મદનજી મુલજી.
૨ ,, પરશોતમ ભીમજી.
૨ ,, પીતાંબર હમીરા.
૨ ,, વખારીઆ મનજી.
૨ ,, મનસુખ લલું.
૨ ,, ઇંદરજી જાદવજી.
૨ ,, પ્રેમચંદ વીરચંદ.
૨ ,, કાલીદાશ હંશરાજ.
૨ ,, હીરાચ.દ વશ.નજી.
૪૦ ,, મોરારજી દોશા.
૫૦ પરચુટણ નકલ ભરાઈ છે.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણે રોકડી કીમતે મલશે.

કોટમાં—બજાર ગેટમાં કાવા ખાનાની ગલીમાં ચાપલા નાં માલામાં બીજે માળેથી ભાઈ વીક્રમશી જેઠા પાસેથી તથા વશનજી ભવાનજી પાસેથી રોકડી કીમતે મલશે.

**તથા**

મોદી ખાનામાં પસુતેક્ષીના માલામાં ચોથે દાદરે પરેમજી કેશવજી પાસેથી રોકડી કીમતે મલશે.

દેશાવરના ગ્રાહકોને ટપાલ ખરચ જુદું પડશે.